શ્રી દેશી નાટક સમાજ.

# વીર-પુજન.

નાટકનાં ગાયનો તથા ટુંકસાર.

---

શ્રી દેશી નાટક સમાજ માટે
રચનાર-કવિ જી. એસ. વૈરા[illegible].

---

છપાવી પ્રસિદ્ધ કરનાર,
**હરગોવિંદદાસ જેઠાભાઈ શાહ.**
માલેક--શ્રી દેશી નાટક સમાજ.
ઠ. વિકટોરીઆ થીએટર ગ્રાન્ટરોડ પોષ્ટઓફિસ
સંવત ૧૯૮૭ મુંબઈ. સને ૧૯૩૧
આવૃત્તિ ૧૦ મી ) ( પ્રત ૨૦૦૦

---

કિંમત ચાર આના.

॥ ઓમ તતસત્ પરમાત્મને નમઃ ॥

# વીર-પુજન.

નાટકનાં ગાયનો તથા ટુંક સાર.

---

સ્વર્ગસ્થ સાક્ષર ડાહ્યાભાઇ ધોળશાજી ઝવેરી સંસ્થાપિત.

## શ્રી દેશી નાટક સમાજ માટે

રચનારઃ—કવિ જી. એ. વૈરાટી

વીર દુર્ગાદાસ વગેરે નાટકોના લેખક.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર

હરગોવિંદદાસ જેઠાભાઇ શાહ.

માલેકઃ—શ્રી દેશી નાટક સમાજ.

ઠે૦ વિક્ટોરીઆ થીએટર પીલહાઉસ ગ્રાન્ટરોડ-મુંબઇ.

---

સંવત ૧૯૮૭ ( પ્રત ૨૦૦૦ ) સને ૧૯૩૧

---

કીંમત ચાર આના.

ગુજરાત વિદ્યાપીઠ ગ્રંથાલય
અમદાવાદ ૧૫૬૩૦
૨
ગુજરાતી કૉપીરાઈટ સંગ્રહ

શ્રી ૧।

# વીર પુજન.

## નાટકનો પાત્ર પરિચય.

### પુરૂષ પાત્રો.

**જયમલ**—રાઠોડ કુલ માર્તંડ. ઇતિહાસ પ્રસિદ્ધ પ્રાતઃ સ્મરણીય પરાક્રમી દેશપ્રેમી મેંટવર; મેડતા અને બેદનોરનો રાજા

**જયંતકુમાર**—જયમલનો બાલકુમાર બેદનોરનો યુવરાજ.

**ફત્તેહસિંહ**—કેલવારપતિ, ઇતિહાસમાં પ્રખ્યાતિ પામેલો (પુત)

**ઉદયસિંહ**—મેવાડનો વિલાસીમસ્ત મહારાણો.

**પ્રતાપસિંહ**—મેવાડનો બાલ યુવરાજ જેને સ્વદેશ પ્રેમી (પ્રતાપ) રાણા" ના નામથી આખું જગત ઓળખે છે,

**માલદેવ** – જયમલના સગા કાકા.

**પર્વતસિંહ**—માલદેવનો મદદગાર સરદાર

**ચિત્રસેન**—જયમલનો વફાદાર અંગરક્ષક અને સેના નાયક.

**અકબર**—હિંદુસ્તાનને અંધાધુંધી અને અરાજકતાની આફતમાંથી ઉગારી લનાર મહાન મોગલ સમ્રાટ.

**અબુલફઝલ**—અકબર શાહનો કવી; ઉપરાંત ન્યાયશીલ સેનાપતિ

**છત્રદેવ**—બુંદીનો વૃદ્ધ નરેશ. એકસંપીઓ પ્રબળ આગ્રહી.

**પ્રેમાનંદ**—બાપનું વેર વાળવા માટે બનાસમાંથી સન્યાસીનું રૂપ લઈ ધર્મ બહાને સ્વાર્થ સાધનારો એક શયતાન.

**ચંદન**—પ્રેમાનંદનો સાગ્રીત પાછળથી ધર્માધર્મનું ભાન થતાં સાચો બનેલો સમાજ સેવક.

**ચંપક** પ્રેમાનંદના પાપાચારનો પાકો મદદગાર.

તદુપરાંત સૈનિકો. પ્રતિહારો. પ્રજાજનો. વારાંગનાઓ વગેરે.

**સ્થળ**—મેડતા. મેવાડ બુંદી. દીલ્હી વગેરે પ્રદેશો.

**સમય**—આજથી આશરે ચારસો વરસ પહેલાંનો મહાન મોગલ સામ્રાજ્યની શરૂઆતનો.



## સ્ત્રી પાત્રો.

**શશીવદની**—જયમલની ધર્મપતિ. ખરી ક્ષત્રિ રમણી આદર્શ ગૃહિણી અને આદર્શ માતાનો આદર્શ પરિચય આપતી આર્ય સતિ સન્નારી.

**સુમિત્રા**—શશીવદનીની સગી બહેન. ફતેસિંહની પ્રાણુપ્રિની–ક્ષત્રિ જીવનની તેજોમય દિવ્યમુર્તિ.

**સંદલ**—જયમલ્લની કન્યા પિતૃભક્ત. દેવાંસી બાલા.

**સુનંદા**—માલદેવની રાણી જયમલ્લની કાકી. સંધીસુલેહને ચ્હાનારી પતિભક્ત. આર્ય સન્નારી.

**ચપલા**—બુંદીની રાજમાલણ ભાગ્ય યોગે પ્રેમાનંદના પ્રપંચમાંથી બચી જઇ માલદેવ સાથે પરણીને માલણમાંથી બનેલી મહારાણી

તે ઉપરાંત વિલાસીની વારાંગના. દાસીઓ અને સાહેલીઓ.



શ્રી ૧।

# 'વીર પુજન' નાટકનો સંક્ષિપ્ત સાર.

## અંક પહેલો.

---

સુત્રધારની નાન્દી પ્રાર્થના અને બાળાઓનું વસ્તુ વીવરણ.

### પ્રવેશ ૧ લો—મેડતાનો રાજ દરબાર.

વીર પૂજન પ્રયોગનો વીર નાયક જયમલ્લ પોતાના બંધુ કેલવાર પતિ ફત્તેસીંહની વર્ષગાંઠના મંગલ પ્રસંગપર ભાગ લેવા કુટુંબ સાથે ગયેલો છે. તે દરમ્યાનમાં તેની ગેરહાજરીમાં રાજા વહોણીસુનો મેડતા નગરીપર સમ્રાટ અકબરના સૈન્યબળની સહાયથી રાજા માલદેવ પર છુપી રીતે છાપો મારે છે રાજધાની કબજે કરી સીંહાસનપર સત્તા જમાવી, રાજગાદીના સાચા માલીક જયમલનો નાશ કરવા વીચારે છે. પોતાના દુષ્ટ કર્મમાં મુનશી અબુલફજલની મદદ માગતા તે કોમળ હૃદયનો ન્યાયનીપુણ કવિશ્વર માલદેવના આવા મુર્ખાઈભર્યા કુટુંબ કલહને ફીટકારે છે છતાં તેને સારી અસર ન થતાં. "સંભાળજો. રાજા સાહેબ ! કોઇ પણ જાતીમાં કુટુંબકલહનું પરિણામ સારૂ આવતું નથી' એટલાજ શબ્દોમાં આખા જગતના ઇતિહાસનું ભાન કરાવતો ઇસ્લામ કવીશ્વર સભાસ્થાન છોડી ચાલ્યો જાય છે.

**પ્રવેશ ૨ જો—**

બાપના માર્યાના વેરની પ્રતીજ્ઞાવાળો પાખંડી પ્રેમાનંદ પોતાની સ્વાર્થસીદ્ધી સફળ કરવા માટે મેડતાની પ્રજાના નેતાઓને ઉશ્કેરી રહ્યો છે. ઉપરથી રાજા માલદેવનો ગુરૂ બની અંદરથી તેનું કાશળ કાઢવાના કાવત્રાં કરી રહ્યો છે. દરમ્યાન અબુલફજલે કરેલા અપમાનની જવાળાથી પ્રજળતો માલદેવ આવે છે. મેડતાની ઉશ્કેરાયલી પ્રજાને ભય ત્રાસ અને જુલ્મથી દાબી દેવાના પ્રપંચો પર્વતસીંહ સાથે ચલાવે છે. રાણી સુનંદા સ્વામીને પ્રજા પીડતના પાપ માર્ગમાંથી પાછા ફરવા સમજાવે છે છતાં દમનનીતીનોજ દાસ બની બેઠેલો માલદેવ પોતાના મનુષ્યત્વ વીનાશક વીચારોમાં મક્કમ રહે છે અને પ્રજાદમનનો પહેલોજ દાખલો વીર જયમલના પવીત્ર સૈનીક ચીત્ર-સેનથીજ બેસાડવા ચાહે જે. છાતીબળવાળો ચીત્રસેન પોતાની પ્રીય સમશેરને છાતીપર રાખી વીરતાપૂર્વક પોતાના માલીક જયમલ્લને રાજયની પલટાયલી પરીસ્થીતી જાણ કરવા ચાલ્યો છે.

**પ્રવેશ ૩ જો**—બદમાશ પ્રેમાનંદ ચંદન અને ચંપક સાથે પોતાનો પ્રેમ સંપ્રદાય શરૂ કરવાના વીચારો ચલાવે છે દરમ્યાન બુંદીની રાજમાલણ ચપલા નવા રાજા માલદેવ પાસેથી બક્ષીસની આશાએ આવે છે. દંભી ધર્મ ગુરૂનો દરજ્જો લઈ બેઠેલો પ્રેમાનંદ પોતાના પ્રેમ સંપ્રદાયની શરૂઆત એ ચમકતી ચપલાથીજ કરે છે. સૌ પોતપોતાના સ્વાર્થસીદ્ધીનાજ વીચારો આદરે છે.

**પ્રવેશ ૪ થો**—કેલવારપતિ ફતેહસીંહનો ભવ્ય મહાલય.

કેલવારપતિ ફતેસીંહના જન્મદીવસની ખુશાલીમાં આવેલ મેડતાપતિ જયમલ શશીવદનીની સાથે ફતેસીંહનો આનંદ વિનોદ

રામ અને લક્ષ્મણ; કૃષ્ણ અને અર્જુન વચ્ચે જેવી ઉચ્ચ ઉદાર ધર્મશીલ એકસંપી અને અડગ ભ્રાતૃભાવનો દૈવી ચિતાર, અકબરે જયમલને દબાવવા માટે મોકલેલો રૂક્કો તેમજ માલદેવના પ્રપંચી કારસ્તાનનો વીર જયમલે વીરતા પુર્વક વાળેલો જવાબ.

**પ્રવેશ ૫ મો**—બુંદીનું રાજ ઉપવન

રાજકુમારી સુમિત્રાનો સહચરીવર્ગ સાથે નિર્દોષ શૃંગાર અને સ્ત્રી સુંદર કે પુરૂષ સુંદર ! એ સિદ્ધાંતપર સહચરી વર્ગ સાથે મુદાના વિચાર તથા ઉદ્ગાર દરમ્યાન મેડતાના ભાવી યુદ્ધ તથા કુટુંબ કલહના સંગ્રામમાં રાજા છત્રદેવ પાસે સલાહ તથા સહાય માટે આવેલા પ્રતેસીંહનું સુમિત્રાને થયેલું દર્શન. ઉભયનાં અંતઃકરણનું આકર્ષક તથા બેઉ વચ્ચે પવિત્ર પ્રણય બંધન.

**પ્રવેશ ૬ ઠો**—રાધાકૃષ્ણનું મંદિર અને પ્રેમાનંદનો આશ્રમ.

જન્માષ્ટમીના તહેવારપર જગદીશ કૃષ્ણચંદ્રનાં દર્શન તથા આનંદ ઉત્સવ માટે નીકળેલી નાગરીક પ્રજા અને સુનંદા રાણી તથા તેની સહચરીપર ચપલાની સહાયતાથી પાખંડી પ્રેમાનંદે ચલાવેલા ચમત્કાર.

**પ્રવેશ ૭ મો**—મેડતાનો કિલ્લો અને લડાઇનું ખુલ્લું મેદાન.

કુટુંબ કલહના અટકાવ માટે એકસંપીના પક્કા પુજારી છત્ર-દેવની માલદેવ સાથે વિષ્ટિ માલદેવની અધમ દ્રષ્ટિ-અપમાનીત થયેલા રાજા છત્રદેવનું અકબરે કરેલું સન્માન સમ્રાટ અકબરના ભલા ઉદ્ગાર માલદેવના લડાઇ માટે મક્કમ રહેવાના વિચાર પુરૂષ વેષમાં યુદ્ધની ઇચ્છાથી આવેલી શશિવદની અને જયમલ વચ્ચે વિનોદ ભર્યો

વાણી વિલાસ બાદ માનવ હૃદયને મુગ્ધ કરે તેવું અકબર તથા જયમલનું મીલન. સિંહ સરખા શુરા અને ન્યાયમૂર્તિ ઉભય શત્રુઓની વિવેક વાતચીત. પરિણામે બન્ને વીરો વચ્ચે વિખવાદ. લડાઈનો નિશ્ચય મારા દેશની આ જડવસ્તુ પણ તમારી નથી તો મારી માતૃભૂમી તમારી ક્યાંથી થશે ?" એ જયમલના શબ્દો સાથેજ મલદેવનું આગમન. કાકા ભત્રીજા વચ્ચે કઠોર સંગ્રામ હારવાની અણીએ પહોંચેલો માલદેવ "મરતો જાય ને મારતો જાય" એ ન્યાયે છુપી સુરંગ ફોડી નગરનો નાશ કરવા નાસે છે. જયમલ પણ કાકાની પાછળ પડે છે અને પ્રજાનો નાશ થતાં પહેલાં નગરને કાબુમાં લઈ સિંહાસનપર સત્તા જમાવે છે. ફતેહસિંહ. તથા ચિત્રસેને બનાવેલી યુક્તિથી માલદેવ તથા પર્વતસિંહને બંદીવાન બનાવે છે

ટેબ્લો.



# અંક બીજો.

**પ્રવેશ ૧ લો**—સ્થળ, રાજમાર્ગ પ્રેમાનંદનું સ્થાનક.

બાપ માર્યાના વેરવાળો પ્રેમાનંદ. પ્રેમસંપ્રદાયનું પ્રેમબાણુના પ્રમાણુવાળું સંગીત લલકારતો પોતાની પ્રેમી ભક્તમંડળી સાથે પસાર થાય છે છત્રદેવ સાથે તેનું કારસ્તાન અને પ્રેમાનંદની હાજર જવાબીનું દીગદર્શન.

**પ્રવેશ ૨ જો**—મેડતા નગરીમાં જયમલનો ખાસ મહાલય.

છત્રદેવના આમંત્રણથી અત્રે આવેલા પ્રેમાનંદની પોલંપોલ ચાણક્ય બુદ્ધિમાન જયમલ જાણી જાય છે. છત્રદેવ આ કુટુંબ કલહ સમાવી દેવા માટે માલદેવ સાથે પોતાની નાની કન્યા સુમિત્રા પરણાવવા અને તેની રાજ્યલાલસા પુર્ણ કરવા બંધાય છે. માલદેવ પણ પ્રેમાનંદે ચડાવેલી ચાવી મુજબ 'સદા એકહી રૂખ નહી નાવ ચલતી. ચલો તુમ ઉધરકો હવા હો જીધરકી'' એ કહેવત મુજબ તાત્કાલિક ધર્મસિંધુ બની જાય છે. પરંતુ પોતાને પોંખવા માટે શશીવદની જાતે આવે એવી કબુલાત કરાવતો જાય છે. બાદ છત્રદેવ પણ લગ્નની તૈયારી કરવા રવાના થાય છે. દરમ્યાન માલદેવની અધમ ભાવનાનો ભેદ પામી ગએલી સુનંદા આવે છે. અને શશીવદનીને બદલે પોતેજ પોંખવા જવાનો નિર્ણય જયમલને જણાવે છે, બાદ આ બધા કાવત્રાનું મુળ કારણ પ્રેમાનંદની છુપી બાતમી મેળવવા માટે નોકરીની ઈચ્છાથી આવેલા ચંદને આશ્રય આપી જયમલ તેને છુપા જાસુસ તરીકે પ્રેમાનંદ પાસે મોકલાવે છે.

અર્થ કામ અને મોક્ષ ચારે પદાર્થોનું વીવેચન બાદ મેવાડ પર આવેલી આફતમાં ભાગ લેવા માતૃભુમી મેવાડના રક્ષણ વખતે મળવા આવેલા યુવરાજ પ્રતાપસિંહ સાથે જયમલનું ચિતોડ ગમન કાકા માલદેવ પ્રત્યે જયમલની પુજ્યવૃતી અને સંદલનું પિતૃભક્તિનું સંગીત.

**પ્રવેશ ૮ મો**—ચિતોડથી ચાર કોસ દુર રમ્ય વનવિભાગમાં રાણાજીનું વિલાસપુર —

રાણો ઉદયસિંહ પુર્વજોની ધર્મ પરાયણતા તથા વીરતાને વીસરી જઇ વારાંગનાઓનાં ટોળાં વચ્ચે રંગવિલાસની છોળોમાં અંધ બની રહ્યો છે, મેવાડના બચાવ માટે પ્રાણનું બલીદાન દેવાની ઇચ્છાથી આવેલો જયમલ આ દેખાવ જોઈ કમકમે છે સીકંદરના ફાની જગતવાળા ચાર ફરમાનથી રાણાનો સ્વદેશ પ્રેમ જાગૃત કરે છે જયમલ તથા પ્રતાપ તરતજ ચીતોડના નારાજ થયેલા શુરાઓને સમજાવી લઈ સંગ્રામને માટે પરવરે છે અને રાણાને તથા સંદલને સંધ્યાકાળ પહેલાં ચીતોડના કીલ્લામાં દાખલ થવાની સખ્ત સુચના કરતો જાય છે જયમલની ગેરહાજરીનો લાગ જોઈ ચીતોડ તરફ ધસી રહેલા માલદેવ આડીંજ પહેલો દાવ ખેલવા હાજર થાય છે રાણો અને સંદલ સગ્રામ ખેલતા પરીણામે કેદ પકડાય છે માલદેવ તે બન્ને કેદીને લઇ ખુશ થતો મોગલ શીબીર તરફ રવાના થાય છે.

**પ્રવેશ ૯ મો**—પ્રેમાનંદની પર્ણકુટી.

બાપ માર્યાનાં વેર વાળવાના કાવત્રામાં નાસીપાસ થયેલો પ્રેમાનંદ હવે રાજદ્વારી ખટપટો છોડી દઇ જેમ બને તેમ પુષ્કળ ધન પ્રાપ્ત કરી પરદેશમા નાશી જવાના નિશ્ચય પર આવે છે. તેને સદ્-પદેશ દેવા આવેલી ચપલાને ચાલાકીથી ફસાવા ધારે છે. પરંતુ ભાગ્યના પ્રબળ યોગથી માલદેવ જેવા રાજાની રાણી થવાથી અને સુનંદા જેવી મહાસતીના સંસર્ગથી ચારિત્ર્યબળને ઉંચા માર્ગે વાળી રહેલી ચપલા તેની ચાલાકીમાં તેને ફસાવી કેદ પકડાવે છે.

**પ્રવેશ ૧૦ મો**—સામ્બર નગર અને નદીના પ્રદેશમાં સમ્રાટ અકબરની શીબીર—

કેદ પકડાયલી સંદલના માલદેવ સામે શુરભર્યાં સચોટ પણ સાંસરીક ઉપદેશના ઉદગાર માલદેવનો ક્રોધ અને તેણીના પર્વતસિંહ સાથે પરણુવાનો બળાત્કાર અકબરને હાથે સંદલનો બચાવ શતરૂની કન્યા તરફ પણ તે ભલા સમ્રાટનો સદભાવ—બાદ કેદી રાણાજીને બોલાવવામાં આવે છે. અસ્થિર મગજનો રાણો ઉદયસિંહ ફરીથી પલટો ખાય છે, અને અકબરની સ્વાધીનતાના કોલકરારપર સહી કરવા તૈયાર થાય છે. પરંતુ સંદલના હૃદયભેદક થોડાજ શબ્દોથી શરમાઈ ગુલામી ન કબુલતાં જેલમાં સડી મરવા તૈયાર થાય છે. બાદ ફકીરી સ્વાંગમાં જયમલ અને ફતેસિંહ આવે છે, અસાર સંસારનું સંગીત લલકારી અકબરના અંતરપર અદભુત જાદુ બીછાવે છે તેટલામાં મોગલ જાસુસ—બુંદીના રાવ સુજનસિંહે દીલ્હીથી મદદમાં આવતા લશ્કરને દસ કોસ ઉપર રોકી રાખ્યાના ખબર લાવે છે જેથી અકબર જાતે ત્યાં સીધાવે છે બાદ માલદેવને બુઢ્ઢા ફકીર (જયમલ) સાથે મર્મભેદી વીતંડાવાદ ચાલતાં જયમલ ખુલ્લો પડે છે. કાકાને તથા સમ્રાટના લશ્કરને હાથતાળી આપી તીલસ્માતીક ગુફાઓની સહાયથી રાણાને તથા સંદલને લઈ રવાના થાય છે.

——ટેબ્લો——        સીનટ્રાન્સફર,

**પ્રવેશ ૧૧ મો**—નદીતટ અન અરણ્ય પ્રદેશમાં રોકાયલા લશ્કરને યુક્તિથી લઇ આવેલો અકબર જયમલે ગુજારેલા ગજબથી જાણીતો થઈને ઉશ્કેરાય છે તેની પાછળ ધાય છે. ઘણે દુર નદીને સામે તીરે જયમલ માતંગપર સંદલ તથા રાણાજી સાથે અશ્વપર આરૂઢ થઈ જયમલ વીરતા પૂર્વક ચાલ્યો જાય છે. તેની પાછળ પડનાર સઈનિકો ચાંતારૂપી કાળનો ભોગ થાય છે વીરપુજક અકબર જયમલની વીરતા જોઇ આશ્ચર્ય થાય છે.

# અંક ત્રીજો.

**પ્રવેશ ૧ લો**— ચિતોડનો રાજમહાલય

સંદલ અને પ્રતાપની માતૃભૂમિ પ્રત્યેની મંગલ ભાવના ચિતોડની ચારે બાજુની પલટાયલી પરિસ્થિતીથી મેવાડના રાણા વંશના રક્ષણ માટે વીર જયમલે પ્રતાપને સંગ્રામમાં ઉતરવાની સખ્ત મનાઈ કરી છે. યુદ્ધમાં ઉતરવાની પ્રબળ લાલશાવાળો પ્રતાપ સંદલ સામે ક્ષત્રીવટની જવલંત મુર્તિમાન પ્રતાપના વિરતા ભર્યા પવિત્ર આચાર વિચારથી તેનું ભવિષ્ય સમજી શંકલો જયમલ સંદલ સાથે પ્રતાપનો હસ્ત મેળાપ કરે છે બાદ લડાઈથી ત્રાસેલો ઉદયસિંહનું નાસવું અને મેડતાના રાજ્યની છેલ્લી વ્યવસ્થા માટે જયમલનું જવું

**પ્રવેશ ૨ જો**—પ્રેમાનંદ સાધુ ઉર્ફે પ્રેમલા ખવાસનાં બુરાં પરાક્રમોનો બુરો અંજામ. અને સુનંદાને રાજ્ય સોંપી મેડતાની ભુમીને જયમલનાં છેલ્લાં પ્રણામ

**પ્રવેશ ૩ જો**—ચિતોડનો કિલ્લો અને સંગ્રામનું મેદાન–લાગટ દોઢ વરસથી અકબરની મહાસાગર જેવી વિશાળ સેના ચિતોડને ચારે બાજુથી ઘેરી લઇ પ્રલયકાળનો દેખાવ બતાવી રહી છે. સામે કાળ સાથે હરીફાઇ કરે તેવા વિકરાળ વીર જયમલ અને ફતેહસિંહની સરદારી નીચે ચિતોડની ક્ષત્રી જાતિ માતૃભુમિની રણવેદીપર હસતાં હસતાં હોમાય છે મોગલ સમ્રાટના મરતા સૈનિકોની જગ્યાએ નવા આવીને ઉભરાય છે. ત્યારે ચિતોડના શુરાઓ ઓછા થતા જાય છે છેવટે સંવત ૧૯૨૪ ની ગ્રીષ્મરૂતુમાં ચિતોડની કુળદેવી ભોગ લેવાનું ભીષ્મરૂપ ધારણ કરે છે. વીર જયમલના બચી રહેલા મુઠીભર સૈનીકો

પર ઉપરા ઉપરી આફતનાં સીતમગર વાદળાં તૂટી પડે છે કેસરીયાં (જહર વ્રત) નું ફરમાન વીર જયમલ્લ છેલ્લી ઘડીએ જાહેર કરે છે. છુપા માર્ગો. સુરંગો અને કીલ્લાની દીવાલો ભીષણ પ્રલય અગ્નિથી ધરૂજી રહી છે, કેસરીયાંની વીરતગામી વિકાળ જ્વાળાઓ જોઈ અકબર પોતે પણ હિંમત હારી જાય છે. રાત્રે તુટેલો કીલ્લો ધુળ પથ્થરના ઢગલા વચ્ચે ઉભો ઉભો જયમલ દુરસ્ત કરી રહ્યો છે. અત્યાર પહેલાં ફતેસીંહ સુમીત્રા સંગ્રામમાં આરામ મેળવી ચુક્યા છે. જયમલના જમણા હાથ જેવો ઇતિહાસ પ્રસિદ્ધ પરાક્રમી પુત (ફતેસીંહ) જવાથી જયમલનું હૃદય મગ્ન થાય છે. બરાબર આજ વખતે રાજપુત કુલ કલંક માલદેવ અકબર પાસે બંદુક પકડાવે છે અને સમ્રાટ અકબર સંગ્રામ નામની બંદુકથી રાજપુત કુલ ભાસ્કર વીર જયમલને મારે છે, મરતો મરતો જયમલ—"જયમલ જેવા શુરાત્માઓ મરશે તોય દેશને તારતા જશે" એ મુનશી અબુલફઝલની ભવિષ્યવાણી સાચી કરી બતાવતો હોય તેમ માલદેવની દગાબાજીથી અકબરને ઉગારે છે આ સ્વર્ગીય દ્રશ્ય દેખતાંજ અકબરને હવે પોતાના મહાપાપ બદલ પારાવાર પશ્ચાતાપ થાય છે. વીર જયમલ માતૃભૂમિનો પ્યારો સપુત અને પિતૃપુજક પ્રતાપી જયમલ કાકા માલદેવને પ્રણામ કરી પરમાત્માના અમર ધામમાં પ્રયાણ કરે છે. જયમલનું વીરત્વભર્યું પરમાર્થીક મૃત્યુ માલદેવના જીવનપર વીજળી જેવી અસર કરે છે. શયતાન જેવો માલદેવ સાધુના લેબાસમાં પલટાય છે. પોતાની ભયાનક ભુલનું ભાન થતાંજ પોતાના પ્યારા ભત્રીજાની ક્ષમા માગી તે પણ આતમઘાત કરીને જયમલના ચરણ

શ્રી ૧ા:

# "વીર પુજન" નાટકનાં ગાયનો.

સુત્રધાર—પ્રાર્થના

વર બ્રહ્મ વિભુ ઓમ વ્રત પતી દેવા
પ્રકટ બ્રહ્મ પ્રભુ અજર અમર તવ
વંદન પ્રથમ કરે સૌ સેવા— વર
ઓજસ અખંડ સત્પ્રીતનીત ભર
વીશ્વ અનંત શીશ સુત દુર કરે
શાંભ સુરવર સુખકર દુખહર
પ્રણવ સ્મરીને વીભુવર સ્તવીએ
રીદ્ધી સીદ્ધી યશ સુબુદ્ધી લેવા— વર

બાળાઓ— ૧

નરનાર બાળને આહી કાળથી વીરપુજન શીખવાય છે
જ્યાં ધર્મવીરોને રણધીરોની જયંતીઓ ઉજવાય છે
જ્યાં રામ કૃષ્ણ કીર્તન થાતા, મહાવીર બુદ્ધ શંકર ગાતાં
સીતા પદ્મીની બલીદાન થતાં બબ્રુ અભીમન્યુ હોમાતાં
એ માતૃ ભુમિના પુનીત યજ્ઞમાં વીર પ્રાણ પથરાય છે
જ્યાં શત્રુના ઘા વખણાતાં વીર વેરીનાં પુજન થાતાં
દેશાર્થે સ્વાર્થો વીસરાતાં સ્વામી વચનો ઝટ ઝીલાતાં
ત્યાં રાજ ભક્તીને પ્રજા પ્રેમના ધર્મ પુરા સચવાય છે.

વારાંગનાઓ— ૨

જય જય મહારાજ રાઠોડ શીરતાજ
જય મેડતારાજ, યાચે પ્રજા આજ
સામ્રાજ્યનો આ સદાએ તપો તાજ
સુર્યવંશ યશ વીમળ દશે દીશે નીત્ય વ્યાપો
દીપો જગતમાંહી મેડતાના રણવીરો
દુખ સર્વે ટળજો મન ઉમંગે ઉછરંગે
પ્રજાના જીવન ઘડાય રહેજો સમાજ લાજ

વારાંગનાઓ— ૩

રૂડા રૂપાળાં રાજવીરે કરી પરદેશી પ્રીત
રમા રંગમહેલમાં રીતી વીસારી—
આંગણે ફુલનો માંડવો રચાવું રજની રમાડું રાજવીરા
હોરીના દીનમાં આવજોરે મારી નાની નણુંદના વીરા!
હો વાલમ નાવલીયારે:
તારા વીના વ્હાવરી સાંવરીયારે,
કર્યાં કેમ કારમાં કામણીયારે—
ઘેરવાળા ઘાગરાને સાલુડા મંગાવોજી
હાર હીરા મોતીના લાલા લેતા આવોજી—રૂડા

સુનંદા— ૪

પ્રજાને પ્રેમથી પાળે ભુપાલો ક્યાં ગયા એવા ?
પ્રજાના સંકટો ટાળે ભુપાલો ક્યાં ગયા એવા ?
કદર ગુણવાનની કરતા પ્રજામાં પ્રાણ પાથરતા ?
પ્રજા હીતમાંજ નીત ફરતા ભુપાલો ક્યાં ગયા એવા ?
કળા હુન્નર સદા સ્થાપે પ્રજામાં આત્મબળ વ્યાપે ?
અદલ ઇન્સાફ પણ આપે ભુપાલો ક્યાં ગયા એવા ?

ચપલા— ૫

હું જાઉં આજ રાજવીના રાજરણુવાસમાં
મેળતા પ્રદેશના નવીન એ નરેશમાં
છાબ ભરી ફુલથી હમારી—હું
ફુલતણા મુલમાં સુવર્ણ પામશું ઘણા
નરવરના નામના વધાવતા વધામણા
શ્રી રંગના ઉમંગના પ્રસંગમાં સુહામણા
વધાવું ભવ્ય ભુપતી વીહારી—હું

ચપલા— ૬

(સ્વ)--ઠીક મલ્યો મને હઠિયા પુટો આવો સાધુ શયતાન
લાગ મલે ત્યારે કરી દઈશું કે હતો હયવાન

પ્રેમાનંદ—પહેલો શીકાર મનોહર નાર,
(સ્વ)—એનાથી મુંડાશે ચેલી અપાર.

અપક્ષા-હસાવશું રીઝવશું ઉડાવશું નવા નીશાન.

(સ્વ)—અનાથી ઘુસવું રાજદ્વાર.

રૂપ આ ભાળતાં ભુપ લાચાર,

ઘુતારાને અંતર મંતર જંતર એજ કામ.

ચંદન-ચોરને ચોરની ભેટી આ જોડતાં મારી હલાલી ચુકાવું તમામ

સખીઓ— ૭

આજ મંગલ વર્ષ નવલા વર્ષ વીમળ યશ ગાઓ

રાશી- હીયર કેરા જન્મ દીવસે, નવીન વર્ષે શુભ થાઓ

જયમલ-કરીને શુભ સ્વકાર્યને અર્પીને પ્રભુ જગતાતને

નીજમાતને કુળખ્યાતને વંદી ગુરૂજન સાથને

યાચું સુયશ આયુષ્ય માત રીદ્ધી સીદ્ધી સમાજને

ઉત્સાહ નવલા નવીન વર્ષે પ્રેરજો મમ ભ્રાતને

સ્નેસીંહ-આપની આશીષને મમ માતનાં દર્શન મળજો

શશીવદની-કરતો વહને ઓજસ ઝરજો અતીરસ હ્રદયે નીત ભરજો

પ્રેમ શૌર્યને ન્યાય ધર્મના પાઠ નવીન વર્ષે પઢજો

૮

સખીઓ-ભાઈ કેરી તે સગાઈ જ્યાં જુદાઈ ના છે.

જયમલ—ભાઈઓમાં સ્નેહ હોયે સુખ સઘળાં ત્યા છે.

સંપથી રીદ્ધી વધે ને પોતુ આશીષ દે છે

કૈકે— માતા માનું ભાભીને હું તાત સમજું ભ્રાતને
વંદીને ચરણો પુજુ હું તાતને વીસરીને
સખીઓ—નણુંદ ભાભીને દીયરજી ભાઈઓમાં પ્રેમ છે.
તે ગૃહ જીવન તે કુટુંબે સ્વર્ગ સુખ વસે છે.

સુમિત્રા— ૯

શી આવી આ વસંત, મોહબાણુ મારે
નવરંગ અંગ જામે, કાયા વીકાસ પામે
તરૂણી છું અરૂણુ કયાં? મને ઉતારનાર પ્રેમને કીનારે
કાયા આ પરવશ કયાં પાડવી પનારે ?
કોને કહું વાત મારી અંતર ઉચ્ચારે
આશાના કોડ ફળે કયારે ! કુમારીકા વીચારે;

૧૦

સખી—પ્રેમદા કેરા કૃપા કટાક્ષે, કંઈક વીરો વીંધાતા
સદ્‌ગુણ સુંદરતા શક્તિમાં પુરૂષો અંજાતા [૨]
સુમીત્રા—પ્રથમ દ્રષ્ટીએ નાથ નીરખતા પ્રેમદા શરમાતી
બોલવા જાતાં બંધાતી સલુણી સ્હેજે અચકાતી
પુરૂષ પ્રતીમા શૌર્ય તેજ ઉપકારે વશ થાતી
પ્રેમદા સ્નેહે શોભાતી ચાતુરીપર વારી જાતી

સખી- નીજ પ્રણયીને પ્રસન્ન કરવા કરગરતા પ્રેમી
ઝુકી જાતા કંઇ મહા મુની (૨)
સુમીત્રા-મન માન્યાને મળવાને બહુ મુગ્ધા મુંઝાતી
અધીરી થઇને અકળાતી કંઈક તો મુર્છાવશ થાતી
સખી—

૧૧

પ્રેમદા પ્રવાસી પ્રણય પંથના પુજારી
આજ મમ આંગણે શોભતા
સુમીત્રા-રાગી વરણાગી છો સુજાણ સુહાગી
આપ મમ અંતરે ઓપાતા—
સખી-પધારી આપે મમ પુણ્યને જગાડયાં,
સખીના હ્રદયતણા દ્વારને ઉઘાડયાં
સુમીત્રા-કૃપાળુ કાન્ત મમ જીવનને ઉજાળ્યાં
ફતેસીંહ-વીવેકી પ્રેમીબાળા પ્રેમને નીભાવજો
પાઈ પ્રીતીનું પાણી તૃષાને છીપાવજો
તાત તણા મનડાની વાતને જણાવજો

૧૨

શેઠાણી—લાડુ ઘેબરને પેંડા મેસુબ મોહનથાળ

ચપલા—કરશે પકવાન મધુરાં છે ભાવીક આ ભરથાર

પ્રેમાનંદ-રમણી, નમણી, તરૂણ આવેલી છે.

[સ્વ] કરવી કબજે આ ચેલીને, બીજો આ ગોળીબાર

ચંદન } શેકડીઆ લેવાને, શણગારો મેળવવાને
ચંપક } ખીસ્સાં આ તર કરવાને ભોજનીયાં ઝાપટવાને

પ્રેમાનંદ-રમશું, જમશું રીઝવશું આજે પ્યારી ચપલાને



# અંક ૨ જો.

---

૧૩

પ્રેમાનંદ—પ્રેમ પંથના પ્રવાસી પધારજો
પુરા પ્રેમે પ્રભુને પોકારજો
પ્રેમીના પ્રેમજામ પીજો પીવરાવજો
પ્રેમીને પ્રેમે પલાળજો
પ્રેમાનંદે કહ્યું પ્રેમના પુરાણે: પ્રેમ બાણુનાઃ
પ્રણામ ધારજો—પુરા—

૧૪

સુનંદા—મુજને પતી છે પ્રાણથી પ્યારા
શોકય તણું દુઃખ લેશ ન થાશે પરણે ભલે પીયુ મ્હારા
સ્વામીના દોષ સ્ત્રીએ નવ જોવા શાસ્ત્ર વદે છે અમારા
એ સ્ત્રીને પ્રભુ સહાય સદા થઈ રાખજો સંપ અમારા

૧૫

ચપલા—રાણીજી થઈશું રાજવીના
પટરાણી પદમાં અરે હા ફરીશું મદમાં

શણગારો સજશું કંઈ મજાના–
ઝાંઝરના ઝટકે અરે હાં મુખડાને મટકે
જોતાં અંતર ઠરશે દીલભરનાં
જોબન ઝળહળતું જોતાં, પાણી પાણી કંઈ થઈ જાત.
પ્રેમા–માલણ મનહારી મોટા અમને ના ભુલી જાતાં.

૧૬

સખી—લલના બની લટકાળી નવયૌવન,
મતવાલી, ચાં ચાલી ?
રસના સાગર ભરનારી, રસમાં રંગે રમનારી.
રઢીયાળી રસવાળી—લલના.
સુમીત્રા–શા પ્રેમ અને શા રસ પ્યાલા ?
સદગુણ વડે રીઝે વ્હાલા,
એ રાજહંસ રઢીયાળા
જ્યાં એક થતાં અંતર એના ત્યાં સ્વર્ગ વસે
સુખકારી આ વ્હાલી—લલના

જાનડીયો—

૧૭

જાન આવી છે રાજાની મેઘાડંબર ગાજે,
પુરીના ગઢપર ગરગડે ઢોલ ત્રંબાળા આજે.
ચાલો વેવાણો પોંખવા, આવ્યા વરને જાનઇયા
રૂડા વરરાજા ફાંકડા શોધે ચોરીમાં કન્યા,
ગોરી કન્યા ગોરા વર મળ્યા, લ્હાવો લાડીજી લેશે
માલદેવ રીઝયા આજ તે લંકા ગઢ જીતી લેશે

વેવાણ્યો—　　　　　૧૮

અમને માન દયોરે નવલી વેવાણ્યો માન દયોરે
અમે નાગરી તમે વાઘરી વેવાણ્યો માન દયોરે
અમે મોટા તમે ખોટા વેવાણ્યો માન દયોરે
વેવાણ્યો ભલે આવીરે અમ ઘેરે વેવાણ્યો ભલે આવીરે
વેવાણ્યોને બેસણાં અપાવોરે,
વેવાણ્યોને ગડદા આપો પાટું આપો સાંબેલાનો મારમારો
ધબો ધબ ધબો ધબ.....વેવાણ્યો.

૧૯

**સુમીત્રા**—જાઓ જાઓ જાણ્યા મેં જીવન જાઓ !
જીત્યા જાનમાં આવી અમને શાના સતાવો !

**તેસિંહ**—વરને તો પાછો વાળ્યો, જીત્યો જાનઈઓ.
મળી મદન તણી શાળા, સુકોમળ બાળા,

**સુમીત્રા**—ઝુલાવું ઝુલે હઈયું ખુલે લેતા લહાવો.
રંગના રંગે અમૃત વ્હાલમ વરસાવો.

વારાંગનાઓ—　　　　　૨૦

જગદીશ્વરે જમાવ્યો દીલીશ્વરી દમામ
અકબરની ઉમર બાલી, બની કીરતી નીરાલી
વિપદ હીંદની ટાળી, મુગલ શાહ તેં આવી-
અકબરે ગણ્યા એકત્ર હીંદુ મુસલમાન
ગુણ ગાન તારા ન્યાય તણાં ગાય હીંદુસ્થાન
દીલ્લીશ્વર જગદીશ્વર પદવી જમાવી
અખીલ હીંદ નમાવી-

૨૧

સંદલ-કરમાં ધરી આયુધ શિશુ યુદ્ધ પાઠ પઢતાં
સમરોમાં સરવરમાં તરવાર કર પકડતાં
ઉરના ઉમંગથી અટકી ટેકીને જકડતાં
નીશદીન અરિજન હુરિજન જગમાં કનડતાં
તીર ધનુષ્યથી, હૈયાંની હોંશથી સીંહ સાથ લડતાં
ખેલતા સુરંગમાં સળંગ રંગમા રખડતાં

૨૨

સંદલ-આજ્ઞા ધરે માબાપની શીરે જો બાળકો
સેવે સદા માબાપને છે ધન્ય બાળકો
માતા પીતાના ચરણમાં દેવો બધા વસે
તેની સેવા કરે તે બાળકો સુખી થશે
શાણા શ્રવણ પ્રભાકરે સેવ્યા છે પિતૃઓ
માતા પીતાના દોષને કદી નહીં જુએ.

૨૩

ગાનારી ચુંતો રંગમાણો ઢોલા રંગમાણો રંગમાણો રંગમાણો રાજવં
ઉભી થાને કામીની ઢોલા, અરજ કરે છે ઢોલા
હા રંગમાં રમાડો ઢોલા—
ઉદયસિંહ મહારાજરે મુખપર બરસે નુર
પરહીર દામે જો બમે દરીદ્ર થાવે દુર
રમ રહયો રસીયો, લીપટ રહયો આલી જો રમ રહયો
બાઈ થારો વીર.

હોલાજી મારે બાઈ ચારો વીર
હોગોરીરે, હોસાવેરીરે રસીયા કઠણ કુવારે
સુખ સાંકડોરે રસીયા લંબી આવે ડોર
હોલાજી મારે લંબી આવે ડોર
રસીયો બસીયો રંગમાણો.

જયમલ તથા સંહલ— ૨૪

(સિકંદરના ચાર ફરમાન)

ફરમાન ૧–મ્હારા મરણ વખતે બધી સીલકત આહીં પથરાવજો
મ્હારી નનામી સાથ કબ્રસ્તાનમાં પણ લાવજો,
અર્થ –જે બાહુબળથી મેળવ્યું તે ભોગવી પણ ના શક્યો
અબજોની મીલકત આપતાં પણ એ સિકંદર ના બચ્યો
ફરમાન ૨–મ્હારૂં મરણ થતાં બધાં હથીયાર લશ્કર લાવજો
પાછળ રહે મૃત દેહ આગળ સર્વને દોડાવજો
અર્થ—આખા જગને જીતનારૂં સૈન્ય પણ રડતું રહ્યું
વિકરાળ દળ ભુપાળને નહીં કાળથી છોડી શક્યું
ફરમાન ૩–મ્હારા બધા વૈદ્ય હકીમોને આહીં બોલાવજો
મ્હારો જનાજો એજ વૈદ્યોને ખભે ઉપડાવજો
અર્થ—દરદીઓના દર્દને હઠાવનારૂં કોણ છે ?
તોરી તુટી આયુષ્યની તો સાંધનારૂં કોણ છે !
ફરમાન ૪–મુઠ્ઠી હથેલી રાખતાં જીવો જગતમાં આવતાં,
ને ખાલી હાથે આ જગતથી જીવ સૌ ચાલ્યા જતાં
અર્થ—યૌવન ફના જીવન ફના જરને જગત પણ છે ફના
પરલોકમાં પરીણામ ફળશે પુન્યના ને પાપનાં

સંદલ—વદે શાસ્ત્રો અમર આત્મા મરણની બીક શા માટે ?
અમર છે એક પરમાત્મા મરણની બીક શા માટે ?
શરીર આ કાચનો કુપો તરત જે તુટવાનો તો
અમર માંહિ અમર થાજો, મરણની બીક શા માટે ?
જનમતો તે ફના થાતો, ફના થઈ જનમ લેતો
વીધીના તંત્ર એવા તો. મરણની બીક શા માટે ?

૨૫

પ્રેમાનંદ-મત મારો અખીયારી મહવારી [મહારાજ]
અબ જાન જલેગી જાગો જોગી મય તો હારી

ચંદન-ગુરૂજી તમારી છે ગતી પરવારી
બેઠી છે દશા બુરી ગુરૂ હવે તારી

પ્રેમાનંદ-થનક થનક ધીધીકટ ધીન નાચત
મનહર નાર મીલનકી હુલારી.

ચપલા-નફ્ટ તને દઉં સખત નતીજો
ચાબુકેથી હઉં તારી ચામડી ઉતારી.

જયમલ ફતેસીંહ-- ૨૬

સમજ કુછ આંખ અબ ખોલો મુસાફીર લોંગ આતે હય
મગર અફસોસ કર દીલકી મુરાદો છોડ જાતે હય
હજારો લાખ હાકમકા કબર ઘર હય બના સબકા
ન તુજકો કુછ ખબર હેંગે, કભી વ્હો ઘર બુલાતે હય.

 બીજો અંક સમાપ્ત. 

# અંક ત્રીજો.



**પ્રતાપ સંદલ—** ૨૭

રસાળી રૂપાળી મહા ભાગ્યશાળી,
સુરવર મુનીવર સેવે, સકળ સુખદાઈ
વીર જનની જયકારી; શરતાજ જગતણી
વંદે તુહી ચરણ, અમર પદ ધારી
મનહરીણી મુંદહારી મહીમાં તુજ મહદ છે
યાચે શીશુ શરણુ ભારત માત મ્હારી૦

૨૮

**પ્રતાપ**—હું જાણું છું સંદલ મને તુજ તાતનો આદેશ છે
વ્હાલી મને સંદલ અને વ્હાલો બધો આ દેશ છે

**સંદલ**—જાશો કયાં ? જીંદગી સધારી રાણાજી ?
દેશો શું પ્રીતડી વીસારી રાણાજી ? (૨)
પ્રીય સૂર્યવંશી સુર્ય સરખા તેજના અંબાર છો
આત્મા તમે મેવાડના મ્હારા જીવન ભંડાર છો!
દાસી છું દેવ ! હું તમારી રાણાજી ! (૨)

ચંપક અને ચંદન— ૨૯

વ્યર્થ ગાળી મેં નકામી આ ફાની જીંદગાની;
ચંદન—થઈ તમારી આજે તો ફજેતી બેશુમાર,
ચંપક—આ જુવાની છે દીવાની આશા ધુળધાણી,
આવ્યો દીન બરબાદીનો.
ચંદન—મારે મન તો શાદીનો.
ચંપક—લે ઉગારી
ચંદન—ભજ મોરારિ
ચંપક—આવી કેવી કીસ્મતકી !
ચંદન—આજે કાઢયું દુનીયાનું મેં સાલ
ચંપક—યાર બળતાને ના બાળ હાય રામ રખવાળ
આજે ઉડાઉની ફત.

જયમલ— ૩૦

## જયમલનું જીવન વૃતાંત.

જોગાજીત મુજ તાત એહના ભ્રાત સહોદર
જનમ્યા બંને ભ્રાત માતના એકજ ઉદર
પૂજ્ય પિતાના ભ્રાત સર્વદા પૂજ્ય ગણાયે,
પિતૃ પુજન એજ પુત્રના ધર્મ મનાય,
વૈર્યભાવ હઇયા મહી હવે તમે ના રાખશો,
કુટુંબ કલેશ તમ હવે કાકા કાઢી નાખશો.

સંદલ અને જયંતકુમાર- ૩૧

આ બાલ્ય વયમાં કોઈના માતા પીતા મરશો નહીં
ઓ ઈશ આવો કોપ બાલકની ઉપર કરશો નહીં.
માતા પીતાનો આશરો આખા જગતમાં કયાં મળે !
માબાપ જાતાં બાલ સૌ બેહાલ થઈને ટળવળે
માતા તમારા સ્નેહનાં બે આંસુડાં સ્વીકારજો,
ઓ તાત આ બે બાળકો સ્વર્ગમાં સંભારજો.



# જાહેર ખબર.

## નીચે લખેલા પુસ્તકો શ્રી દેશી નાટક સમાજનો જ્યાં જ્યાં મુકામ હોય ત્યાંથી મળશે.

૧ સતી સંયુક્તા
૨ સંગીત લીલાવતી
૩ પવિત્ર લીલાવતી
૪ સતી પાર્વતી
૫ અશ્રુમતી
૬ રામ વિયોગ
૭ મ્યુનીસીપલ ...
૮ ભોજ કુમાર
૯ સરદારબા
૧૦ ભિમાદેવડી
૧૧ વાણુવેલી
૧૨ વિજયા વિજય
૧૩ મદન મંજરી
૧૪ ઉદયભાણુ
૧૫ મોહીની ચંદ્ર
૧૬ ગીતા સુંદરી
૧૭ સતી સીતા
૧૮ ભર્ત્રાયુ
૧૯ સતી દ્રૌપદી
૨૦ અસૂરીમાયા
૨૧ શ્રી સન્યાસી
૨૨ જાલીમ દુલીયા
૨૩ સતી પદ્મણી
૨૪ અજીતસીંહ
૨૫ રૂક્મિણી હરણ
૨૬ સતી દમયંતી
૨૭ કેસર કીશોર
૨૮ સુભદ્રા હરણ
૨૯ ઉર્વશી
૩૦ રોહીડ કન્યા
૩૧ પવિત્ર લક્ષ્મી
૩૨ કુસુમલતા
૩૩ ઉષા કુમારી
૩૪ ગુલબકાવલી
૩૫ અભયસીંહ
૩૬ કમંકળ
૩૭ નરસીંહ મહેતા
૩૮ સગાળશા
૩૯ કૃષ્ણ સુદામા
૪૦ મહાકવિ કાળિદાસ
૪૧ રાજરત્ન
૪૨ પ્રહલાદ વિજય
૪૩ કૌરવ પાંડવ ભા ૧
૪૪ જાળંદર સતી વૃંદા
૪૫ કૌરવ પાંડવ ભા. ૨
૪૬ લલીતપ્રિયા
૪૭ સૌંદર્ય વિજય
૪૮ દેવી દેવહુતી
૪૯ મહારાજા અશોક
૫૦ સતિ સુલોચના
૫૧ સરસ ...
૫૨ બોલતો કાગ...
૫૩ સિદ્ધાર્થ બુદ્ધ
૫૪ દગાબાજ દુનિ...
૬૫ દેવી દમયંતી
૫૬ માયાવી વીર
૫૭ મયુરધ્વજ
૫૮ વિજયધ્વજ
૫૯ વલ્લભીપતિ
૬૦ વસંત-વીણા
૬૧ કામલતા
૬૨ સત્યવાદી હરિશ્ચ ...
૬૩ દેશભક્તિ
૬૪ મીનળ મુંજા
૬૫ દીવાન
૬૬ રાજ સંસા...
૬૭ લક્ષ્મી
૬૮ વીર પુજન
૬૯ સમાજ સે...
૭૦ વીર રમણી
૭૧ દેવી દે...
૭૨ દેશ દીપક
૭૩ સત્તાનાં ...
૭૪ કીર્તિસ્થં...
૭૫ અજય ધ...

શ્રી દેશી ના. સમાજ—**હરગોવીંદદાસ જેઠાભાઇ શાહ.**